...ખાએ છે? જા મારા ભાઈ, તું તે શું ઉકાળવાનો. ખરેખરો બાયેલાજ દેખું.

લો—ભાઇ, વીતે તેને સૌ ખબર પડે. તું આણુવિંધ્યો આખલો શું જાણે? સુંડનો સ્વાદ ચાખશે ત્યારે ખબર પડશે. કાંઈ એક દુઃખછે?

વારો—જાણ્યું જાણ્યું તારૂ દુઃખ. બાપદાદા ખાગું રળીને મરી ગયાં છે. બેઠાં ખાએ તોએ ખુટે નહીં એટલુ છે. તે છતાં પણ બાએડીના કોડ પૂરા પાડતો નથી, ત્યારે બાયડી ઘરમાં સુખ તે શાનું આપે?

રણેલો—કોડ તે કેટલા પૂરા પાડું. એક આપ્યું કે વળી બીજું જોઇએ, લાભનો કાંઇ થોભ છે? રાંડની જાત, આખી દુનિઆની ચીજ લાવીને આપીએ તોએ ધરાએ નહીં. એમ કરતાં તે પણ કરીએ તો વળી છોકરાંનું દુઃખ તો માથે ઉભુંજછે. ભાઇ, એ કાંઇ આપણા હાથમાંછે? છોકરાં છઇઆં થવાં તે પ્રભુના હાથમાંછે. એમાં આપણે તે શું કરીએ!

કુંવારો—તું ભાઇ સઘળી વાતે તેવો છે તો? છોકરાં થવાં તે કાંઇ હાંસીખેલ નથી. કોઇ દેવની, કોઇ માતાની, કોઇ મહાદેવની બાધા રાખીએ; વળી કોઇ સારો હુશીઆર વઇદ હોય તો તેનું ઓશડ કરાએ; તો તેમાંથી સૌ સારૂં થાએ. પણ તું જાતે કંજુસ ઘણો, એટલે પછી બેઠો એ... તાપ કર્યા કર.

પરણેલો—માતાને મહાદેવ; આજનાં વખતમાં ...
ગયાંછે. લોકોમાં પણ કેહેવત ચાલે છે કે " દેવ
ડુંગરે, ને પીર ગયા મકે; અંગરેજના રાજમાં
મારે ધકે " કોઇ દેવમાં હવે સત રહ્યું નથી. એ
સઉ પઇસા બગાડવાના ઉપાય.

કુંવારો—ત્યારેતો છાનામાના બેશી રહો, ને રોજ સંતાપ
કર્યા કરો. પઇસા ખરચવાનીજ બાઇ એટલે શું
કહીએ. હું જાણતો હતો કે તારી ધણીઆણીનો
વાંક હશે, પણ તુંજ જાતે તેવો છે. દુનિયાંમાં ભ-
લભલા દેવ પડયાછે. પણ તારે મનેતો સઘળા ખોટા
મારી પાડોશણને મેં શ્રી વીઠલનાથજીની બાધા આપ
હતી, તેથી તેને એવો સારો રૂપાળો છોકરો થયોછે!
તું પણ રાખેતો શ્રી વીઠલનાથજી દયા કરે પણ ખરા.

પરણેલો—એ સૌ કહેવાનું " કાગનું બેસવું ને તાડનું
પડવું " કુતરાં, બલાડાં, ભુંડીયાં વગેરે કેટલી બાધા
રાખેછે ? વરસમાં પાંચ પાંચ, દશ દશ, બચ્ચાં તેને
થાયછે. તારે વળી આપણે તે શું કરવા બાધા ને
આખડી રાખવી જોઇએ? સઉ ભાગ્યમાં હશે તો
થશે.

કુંવારો—ખેર, મારે શું, હુંતો તારા સારા સારૂ કહું છું.
પછી માન કે ન માને.

પરણેલો—સૌ સારૂંજ છેનું ... નથી તો બલા ગઇ.

પણ રાંડનો સ્વભાવ જરા ઠીક હોત તો મને કાંઇ દુઃખ નહોતું !

**કુંવારો**—હોયસ્તો; બઇરાંના સ્વભાવ તો એવાજ હોય. તેને જોઇએ, ને તારે આપવું નહીં, પછી કંકાશ થાય તેમાં શી નવાઇ?

**પરણેલો**—નારે ભાઇ, આપતાં લેતાં પણ તેટલોજ કંકાશ. એ રાંડને એવો સ્વભાવજ પડી ગયોછે. રાંડ ઘણીજ અવળચંડીછે. નકામી નકામી પણ કંકાશ કર્યા વગર રહેતીજ નથી. દિવસમાં રોજ એકવાર કંકાશ કરે, ત્યારેજ એને કળ પડે. આજ સવારના આપણે આવ્યા છીએ, તેથી તે કંકાશ કરવા પામી નથી, પણ સાંજરે ઘેર જઇશું એટલે લાગલી કંકાશ લઇ બેસશે. તારે ખાતરી કરવી હોય તો આજ મારી જોડે તું મારે ઘેર આવજે. જોજે કે હું કહુંછું તે ખરૂં પડેછે કે ખોટું?

**કુંવારો**—ઠીકછે, આજ હું એમજ કરીશ, પણ મને નથી લાગતું કે મારી ભોજાઈ કાંઇ એવી હોય. હશે, આજ સૌ ખાતરી થશે. હવે એ વાત પડી મુકો, ને ચાલો આપણે પાછું જરા તરા ખાઇ લઇએ, અને સાંજ પડવા આવીછે માટે ઘેર જઇએ.

પછી તે બંનો જણે ખાધું અને કમર બાંધી. મેળો જોતા જોતા અને વાતોના ગપાં મારતા મારતા ઘેરઆવ્યા.

ઘેર આવ્યા ત્યારે છેક સમીસાંજ થઇ હતી. બંનેજણ ઘરમા ગયા, અને જુએછે તો પેલી સ્ત્રી ધુંધવાતી બેઠીછે. પોતાના ધણીનો ભાઇબંધ પોતાને ઘેર આવ્યો જાણી તેને આદરમાન કાંઇ આપ્યું નહીં. તેને એવી જોઇ કુંવારો બોલ્યો કે કેમ ભાભી સાહેબ? કેમ બોલતાં નથી? અમો ગરીબપર આટલો બધો ગુસ્સો ?

ભાભી—મુઆં ગરીબ ને મુઆં પૈસા વાળા. તમારા ભાઇને પાલવે બંધાઇને હું કાંઇ સુખ પામી નહી. આજ સવારના મોકાણ માંડવા ગયા હતા, તે સાંજરે આવીને ઉભા.

પરણેલો—જોરે રાંડ અભાગણી, તપાસીને બોલજે, મોકાણ માર તારે પીએર જઇને. જો રાંડ લુચ્ચી, સાંજ વખત મોકાણ ને ઉઠમણું કરવા બેઠીછે. (પોતાના મિત્ર સામું જોઇને કહેછે) જોયું? હું નહોતો કહેતો કે ઘરમાં જઇશું એટલે ઠરીને બેસવા દેનાર નથી ? રાંડનો રોજ આપો ને આવો વગર વલેનો કંકાશ, આ ઘરમાં તે કેમ રહેવાય!

સ્ત્રી—મારાં પીએરીયાં કાંઇ તમારે બારણે અધવા આવેછે? મારાં પીએરીયાંને શીદને ગાળો ભાંડોછો ? ઘરમો નથી ગમતું તો શીદને આવ્યા ? ચોખાકોણે મુકયા હતા ? બહાર રઝળો રખડીને પેટ ભર્યું, એટલે થયું. હું જાણુંછું કે તમને મારૂં મ્હોંજનથી

ગમતું. હું મારૂં એકાદ દહાડો કાળું કરીશ, પછી તમે નચીંત થઈને બેશજો. ને તમારી વાહાલી હાએ તેને લાવીને બેસાડજો.

**કુંવારો**—ભાભી, જરા વિચારીને બોલો. આજ સપોરમે દહાડે સાંજ વખત કંકાશ મુકો. વગર કોગટની લડાઈ શું કરવા જોઈએ?

**ભાભી**—લડાઈ હું કરૂં છું કે એ? જુઓની મારા પીએર સુધી જએછે? મારાં પીએરીઆંને વગર વલેની શુ કરવા ગાળો ભાંડેછે? (એમ કહી રડવા માંડયું.) મારા એકના એક ભાઈને રોજ એ ગાળો દે છે. પણ ઓ ભગવાન, હું તો સાંખુછું પણ તું ન સાંખતો! (એમ કહી ખોળો પાથરે છે.)

**કુંવારો**—પેહેલો વાંક તમારો છે. આવતા વારને કંકાસ તો તમેજ લઈ બેઠા. હું તો મારે જેવું છે તેવું પરમેશ્વર પુરાણ કહુંછું. રીશ ન કરશો ભાભી.

**ભાભી**—મારોજ સઘળો વાંક છે તો. "સૌ ચાટે તેનું દાટે." પોતાના ભાઈને તો કાંઈ કહેવાતું નથી. સૌ સૌનું બોલે. મારૂં કોણ બોલનાર. (એમ કહીને છેડો વાળવા બેઠી.)

**પરણેલો**—જો ભાઈ, હું નહોતો કહેતો કે આપણે ઘેર જઈશું એટલે રાંડ કંકાશ લઈ બેસશે? આવોને આવો કંકાસ વગર વલેનો રોજ કરેછે; હવે એનેતે શું

કરીએ !

**કુંવારો**—હોય ભાઇ, ઘર હોય ત્યાં બોલાચાલી પણ થાએ. મારા જેવા દાંડીયાને ત્યાં કાંઇ કજીયો કે કંકાસ છે? બે ભાણા હશે તો ખડખડશે, જરા ધીમા પડો. કાળ આવ્યો છે તેને સમાવો. ભેગાં રહેવું ને રોજ આમ લડવું તે કાંઇ સારૂં નહીં. કાલે ઉઠીને પેટે છોકરાં પડશે.

**ભાભી**—કશીએ વાતનું સુખ નથી. પરભવ કોણ જાણે મેં કેવાંએ પાપ કર્યાં હશે કે એવાને પાલવે પડી.

**કુંવારો**—બોલીએ નહીં, સૌ સારૂં થશે. તમને શું દુઃખ છે? ખાસું ખાઇ પીને મોજ કરવાનું છે. પરમેશ્વરની દયાછે. અમથાં શાને સંતાપ કરો છો. ઉઠો અને વાળુ પાણી કરો.

**ભાભી**—ના, મારે તો આજ વાળુએ નથી કરવું ને પાણીએ નથી કરવું. ઘણાએ દહાડા કર્યું.

**કુંવારો**—ના મારા સમ, ભાભી ઉઠો. એમ તે વળી થાય? તમો નહીં ખાસો ત્યારે મારો ભાઇએ કેમ ખાશે ?

**ભાભી**—તમે અમથા ઓલામણાં ન કરો, મારે સારૂ કોઇએ ભુખે મરવાનું નથી. એવાં ભાગ્યેગ કયાંથી?

**કુંવારો**—આવે આવે, નહીં કેમ ? કયે દહાડે તમને મુકીને બેઠા હતા? ઉઠો. ઝાઝું કહેવાડાએ તેમાં સારૂં? મારા સમ ઉઠો.

ભાભી—તમે કહો છો પણ કાંઇ એ કહેછે? તારે શું નકટી થઇને એના ઘરમાં ખાવા બેશું?,

કુંવારો—ભાઇ, તમે કહો એટલે ઉઠશે.

પરણેલો—એને સાત વખત ગરજ પડે તો ખાએ. શું એ રાંડની હું ખુશામત કરૂં?

કુંવારો—મારા સમ ભાઈ, મારે સારૂ જરા કહો. મને ઘેર જવાને મોડું થાએછે.

પરણેલો—(પોતાની સ્ત્રી સામુ જોઇને કહેછે.) ચાલ ઉઠ, મારા પ્રાણ મિત્રે સમ ખાધા તે કાંઇ ચાલશે? માથા સાથે કાન જડયા, તે રીસાઇને શું કરીએ. કોણ મનાવવા આવવાનુંછે?

કુંવારો—એમ ભાઇ, "ઘી ખીચડી એક, ને પાપડ બેડો દેખ" કેવાં ધણી ધણીઆંણી એક થઇ ગયાં? વચમાં જે બોલે તે જુદાં પડે.

ભાભી—દીએરજી બળી એ વાત જવાદો, વળી હસવું કરતાં ખસવું થશે. સૌ એકજ છીએતો. વાણીઆં બ્રાહ્મણનું પણીએત તે શું કરીએ? કણકમાં પાણી પડયું તે પડયું, કાંઈ મીથ્યા થનારછે? પાલવે બંધાયા તે સૌ વેઠવું.

કુંવારો—હવે બસ થયું ભાભી, તમે બોલો તો મારા સમછે. ખુશીથી બેસો અને ખાઓ, થનાર હતી તે થઈ.

ભાભી—આ હું તો ઉઠી. પણ તમે પણ આ અબોટીઉં
લો, ચાલો આપણે સાથે બેશીને ખાઇએ. અમારી
ભાંજગડમાં બે ઘડી રાત ગઇ. ઘેર હાથે કરશો તારે
ખાશો. કાંઇ મારે દેરાણી છેકે ઉનું ઉનું મેલશે?
ઉઠો.

કુંવારો—ઉંહું, મારે અત્યારે ભુખ નથી. મેં ને મારા
ભાઇએ સારીપેઠે ખાધુંછે. ભુખ હોત તો ઉઠત,
કેહેવા વાર જોઉં એવો નથી.

પરણેલો—મને પણ ભુખ ક્યાંછે. તમે સમ ખાધા ત્યારે
શું કરીએ. જ્યાં ત્યાંથી કંકાશનું મ્હો દૂર કરો એ-
ટલે થયું. ચાલો ઉઠો. આપણે ત્રણે જણ જોડે
તે કયે દહાડે બેસીશું? ભલે તમારી ભાભીએ કંકાશ
કર્યો કે આવો વખત આવ્યો.

કુંવારો—લો ભાઇ, તમારી મરજી છે તો આ ઉઠયા. લા-
વો અબોટીયું.

પરણેલો—અલી સાંભળે છે કે? લાવ અબોટીયું.

સ્ત્રી—આ લો.

પરણેલો—(અબોટીયું હાથમાં લઇ પોતાના ભાઇબંધને
આપેછે અને કેહેછે.) ભાઇ લો અબોટીયું.

ભાઇબંધે તે અબોટીઉં લીધું, પછી ત્રણે જણાએ
હાથ પગ ધોયા અને વાળુ કરવા બેઠાં. વાળું કરતાં
કરતાં કુંવારો ઉદ્ધારી મટાડવાને તરેહવાર વાતો કરેછે. તે

સાંભળતાં જાએછે, પરસ્પર હસતાં જાયછે, અને ખાતાં જાયછે. ખાઇ રહી, પાન સોપારી ખાઈ, સુવાની તઇ-આરી કરી. કુંવારો રજા લઇને પોતાને ઘેર ગયો. પછી ધણી ધણીઆંણી પોતાને બીછાને ગયાં અને ઉંઘી ગયાં.

મધ રાત થઇ ગઇ અને પેહેલી ઉંઘ લીધા પછી ધણી ધણીયાંણીની આંખ ઉઘડી ગઇ. પછી પોતે કરેલા કંકાશની ક્ષમા થવા સારૂ ધણીઆણીએ વાત કહાડી.

**ધણીઆંણી**—કેમ વારૂ, આજ તમને ઊંઘ આવતી નથી? બળ્યો તમારો સ્વભાવ એવો કેવો ? એવા છેક ખારા ન થઇએ. હોય, બે ભાણા હોય ત્યાં ખડ-ખડાટે થાય. મારો સ્વભાવ બળ્યો આકળો છે. કાલે સવારની હું ઘરમાં એકલી પડેલી તેથી જરા મારો જીવ અકળાયો, તેથી બે બોલ બોલાયા. પણ તમને મારા સમ છે જો તમે મનમાં રાખોતો.

**ધણી**—મનમાં રાખીને શું કરીએ. તારો સ્વભાવ એવો પડયો, જે વગર કારણનો ટંટો કરવો. વળી હું કાંઇ બોલીશ તો તને રીશ લાગશે.

**ધણીઆણી**—હું તો એવીજ છું તો. તમને મારૂં મ્હોંજ નથી ગમતું ત્યાં શું.

**ધણી**—જવાદે એવાત. વળી વાતનું વતેસર થશે. બે ઘડી ઉંઘવાદે.

**ધણીઆણી**—કોણે ના કહી, ઉંઘોની પડયા પડયા.(એમ

ફરી ગાંડ મરડીને સુતી, ને બડબડ કરવા લાગી. ધણીએ તેને મોંઢું ન આપતાં ચુપ રહ્યો, ને થોડી વારમાં બંનો પાછાં ઉંઘી ગયાં.)

આણીગમ પેલો કુંવારો ઘરભણી ચાલ્યો. ચાલતાં ચાલતાં પેલા ધણી ધણીઆણી વચ્ચે થએલા ઝઘડા વિષે તરેહવાર વિચાર તેના મનમાં આવવા લાગ્યા. તે પોતાના મનસાથે કહેવા લાગ્યો કે આઃહા, મારો મિત્ર કેવો ભાગ્યવાન કે બાળપણથકીજ ઘરબારી થઇ બેઠો છે ! હુંજ કમ નસીબ વાળો કે આટલો આટલો પઇસો છતાં પણ કન્યા મળી નહીં ! એવાને એવા વિચાર કરતો ઘેર આવ્યો. દીવો ફરી પથારી કરીને સુતો, પણ તેના મનમાંથી પેલા વિચારો ખસ્યાજ નહીં. વળી તે સુતાં સુતાં વિચારવા લાગ્યો કે જોની, મારો પેલો મિત્ર કેવો નશીબવાન, કે ધણી ધણીઆણી પરસ્પર લડે છે, ને વળી ભેગાં થઇને ખાએ પીએ પણ છે ! પ્રભુએ મને એક સુંદર સ્ત્રી આપી હોત તો હું પણ એમ ન કરત ! અરે પ્રભુ ! આવી અભાગ્યણી ન્યાતમાં તેં શાને જન્મ આપ્યો ! જો કણબી કોળીની ન્યાતમાં અવતાર આવ્યો હોત તો જોઇએ તેટલી બાયડીઓ મળત ! આવા આવા મનસુબામાં આખી રાત ગુજારી, પણ લેશ માત્ર તેને ઉંઘ આવી નહીં. આખરે આવા વિચારમાં તે એટલો બધો દલગીર થઇ ગયો કે છેક બે ભાન થઇ ગયો ! ચાર ઘડી દહાડો ચઢયો તોપણ તેની

મુરછા વળી નહીં ! તેના પાડોશીએ તેનાં બારણાં બંધ જો-ઇને હાંકો મારી. પણ તે એવો તો બેભાન થઇ ગયો હ-તો, કે એકે જવાબ દઇ શકયો નહીં ! ત્યારે તે પાડોશીને અંદેશો આવ્યો કે આ ધણી રોજ પરોઢીઆમાં ઉઠ-નારો તે આટલો દિવસ ચઢયો છતાં હજી કેમ ઉઠયો ન-હીં હોય ! જાતે એકલવાયો છે તેથી એને કાંઇ નવું જુનુ તો નહીં થયું હોય ? એમ વિચારી તે લાગલો તેના મિત્ર-ને ત્યાં આવ્યો, કેમકે તે તેને ઓળખતો હતો. તેનું ના-મ પરભુદાશ હતું. તેની પાસે ગભરાએલો ગભરાએલો દો-ડતો આવ્યો અને કહેવા લાગ્યો કે ભાઇ પરભુદાશ, ચાલો-ની, તમારો મિત્ર મધનભાઇ આટલો દિવસ ચડયો તે છતાં હજી ઉઠયો નથી. મેં બારણાં ઠોકી ઘણીએ બુમો પાડી પણ એકે જવાબ આપતો નથી. માટે તમે જરા ઉ-તાવળા ચાલો.

આ સાંભળતાંજ તે તુરત ઉઠયો અને તેના મિત્ર-ના પડોશી સાથે ઉતાવળો ચાલ્યો. પાંચ મિનિટમાં તેઓ તેના બારણા આગળ આવી લાગ્યા, અને મધનભાઇ, મ-ધનભાઇ, કરીને બુમો પાડવા માંડી. પણ કાંઇજે વળ્યું નહીં. બુમો મારતાં થાકયા ત્યારે છેવટે તેનાં બારણાં ઉ-તાર્યાં અને ઘરમાં પેઠા. ઘરમાં જઇને જુએ છે તો પો-તાનો પ્યારો મધનભાઇ પથારીમાં બેહોસ પડેલો છે ! તે-ની છાતી ધડકવા લાગી. પણ હીંમત રાખી તેને ઢંઢોળ્યો

શરીરે હાથ લગાડતાંજ છેક ટાઢો થઈ ગએલો લાગ્યો પણ છાતી માત્ર હાલ્યા કરતી હતી! તેણે જાણ્યું કે એને સરદી થઇ ગએલી છે, તેથી લાગલો પેલા પડોશીની પાસે સગડીમાં દેવતા મંગાવ્યો અને સારી પેઠે સેકયો. બાદ ઘડી થઈ એટલે તે જરાક આળશ મરડવા લાગ્યો, તેથી પરભુદાશને હીંમત આવી કે ફીકર નથી, માત્ર વાયુજ થઇ ગએલો છે. પછી લાગલો પેલા પાડોશીને મોકલીને એક હુશીઆર વૈદને તેડાવ્યો. વૈદે આવી નાડ જોઈ તો તેની નજરમાં પણ એમજ આવ્યું કે એને નબળાઇને લીધે વાઈ થઈ ગએલીછે. પછી કાંઈ ગરમ ઓસડ આપ્યું તે પાયું. પાયા પછી થોડીક વારે તે બોલી શકે એવો હુશીઆર થયો. બાદ પેલો પાડોશી તેને ઘેર ગયો.

પરભુદાશે તેની સારી પેઠે આસના વાસના કરી, તેને પુછ્યું કે ભાઇ મધનભાઈ, કેમ વારૂ, તને શું થયું છે? આવાં પ્યારના વચન પોતાના મિત્રનાં સાંભળી તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં, પણ એકે અક્ષર બોલી શકયો નહીં. તે જોઈ પરભુદાશની આંખોમાં પણ પાણી ભરાઈ આવ્યાં! ખરા મિત્રનું હેત એવુંજ હોય છે. પછી ફરીને વળી પરભુદાશે પુછ્યું કે ભાઈ મધન, કેમ તું આવડો દુઃખી છે? મને તો જરા કહે. પોતાના મિત્રનો આગ્રહ જોઇને તે બોલ્યો કે ભાઈ મારૂં દુઃખ તું સઘળું જાણે છે! કાલે આપણે કારતેકી જાત્રામાં ગયા હતા ત્યા-

રૂ ખાતાં ખાતાં સઘળી વાતો મેં તને કરી છેજ. એજ મારે દુઃખ છે, બીજું દુઃખ મને કશું નથી. બીજી વાતે તો હું તારાજ જેવો ભાગ્યવાન છું. મને તારા જેવા પ્રાણ સમાન મિત્ર છે, મારી પાસે જોઇએ તેટલો પૈસો છે. પણ તે ભોગવનાર કોઈ નથી, એટલોજ હું અભાગ્યો છું, બાકી બધી વાતે તો હું સંપૂર્ણ છું.

પરભુદાસ—ખરી વાત છે કે લાડી, વાડીને ગાડી એ ત્રણ ચીજો માણસને મળી તો તેથી તે પોતાને ભાગ્યશાળી માનેછે, પણ લાડી જો આડી મળી તો પછી મારા જેવીજ ફજેતી દીન ઉગે થાય, માટે જે પ્રભુએ કીધું છે તે ઠીકજ કીધું છે, હું તો તને મારા કરતાં અત્યંત સુખીઓ માનું છું.

મદન—એ વાત ખરી છે કે પારકે ભાણે મોટો લાડવો દેખાય, પણ વાંઢા મરવું તે કાંઇ સારૂં છે ?

પરભુદાસ—એ તો ઠીકજ, પણ ન્યાતમાં કન્યા નહીં એટલે લાચાર, અગર હોય તો પણ હું તો તને સાફ ના કહું છું કે પરણવાની વાતજ કરવી નહીં મારી ફજેતી રોજ કેટલી થાય છે તે તને ખબર નથી ? કાલની વાત આજેજ ભુલી ગયો ?

મદન—પણ:—

પરભુદાસ—પણ ને બણ, હવે એ વાતને છાની મુક, એથી તું હેરાન થઇશ. ચાલ મારી સાથે તારા

વને આરામ થાય ત્યાં લગણ મારે ઘેરજ રહેજે.

મદન—ના ના, હું એકાદ રસોઇઓ (બબરચી) રાખીશ અને તેથી સઘળું કામ લઇશ, તું બએ ઘડી મારી પાસે આવતો રહેજે.

પરભુદાશ—રસોઇઓ રાખવો હોય તો થોડા દહાડા પછી રાખજે, પણ હાલ તો મારે ત્યાં ચાલ. હું તને મુકીને કદી જનાર નથી.

મદન—તું આટલો બધો આગ્રહ કરેછે તો ચાલ. પણ ગાડી લાવશે ત્યારે, કેમકે મારામાં ચાલવાની શકતી રહી નથી.

પછી પરભુદાશ ગાડી લાવ્યો તેમાં બેશીને બંને જણા પરભુદાશને ઘેર આવ્યા. બારણામાં ગાડી ઉભેલી જોઇ પરભુદાશની ધણીઆણી દોડી આવી ને બંને માણશોને જોઇને તે મદનલાલને પુછેછે; કેમ દીએરજી, શું થયું ? રાતરે તો અહીંથી સાજા સમા ગયા હતા!

પરભુદાશ—એને જરા વાઇ થઇ આવી છે, તેથી આપણે ઘેર તેડી લાવ્યો છું. લે એનો એક હાથ તુ ઝાલ અને ઘરમાં લે.

બંને ધણી ધણીઆણીએ હાથ પકડીને મદનલાલને ઘરમાં આણ્યો. પથારી કરી સુવાડયો અને પરભુદાશની ધણીઆણીએ રસોઇ કરી. ત્રણે જણાં સાથે બેશીને જમ્યાં પણ મદનલાલની ઉદાશી મટી નહીં. પરભુદાશ જમી-

ને બહાર ગયા પછી તેની ધણીઆણી મધનલાલને વીન-
વીને પુછવા લાગી કે તમને એકાએક શું થયું ?

**મધન**—કાંઈ નહીં (એમ કહી આંખોમાં પાણી આણ્યાં)

**ભાભી**—દીએરજી, તમને મારા સમ છે કે તમે રડો તો.
એમ વાત કરતાંમાં ઓછું શું આણો છો. હોય,
સુખ દુઃખ ચાર દહાડા સઘળાને આવે છે.

**મધન**—ચાર દહાડાનું હોય તો ધુળ નાંખી, પણ આ
તો બારે દહાડાનો રોગ ભરાયો છે તે મરતાં લગણ
મટવાનો નથી ! (એમ કહી ફરીને આંખોમાં આં-
સુ લાવે છે).

**ભાભી**—આસ આસ, આમ બાયડીની માફક શું કરો
છો, જરા તો હીમત રાખો. દીએરજી મારા સમ
તમને શું દુઃખ છે તે મને કહો, જો નહીં કહો તો
તમારી ભાભીનું મુડદું દેખો.

**મધન**—મારો ભાઈ પરભુદાશ સઘળું જાણેજ છે.

**ભાભી**—ખરીજ વાત તો, તે તમને જેટલો વહાલો એ
ટલી હું કાંઈ વહાલી છું. તેમને બધી વાત મન
ખોલીને કેહેવાય છે પણ મારી આગળ તો બંનેને
છાનીજ રાખવી પડેછે ! મેં રાંડે સોગન ખાધા તે
[કંઈ તમારા હીસાબમાં છે?

**મધન**—ભાભી તમને કહયાથી શું ફાયદો છે ? વળી તમે
પણ મારી સાથે અફસોસમાં પડશો, માટે નહીં ક-

કેવામાં નત ગુણ્યુ છે.

ભાભી—પોતાના આગળ તો મનની વાત ખોલીને કહી-એ. કહયા વગર શું જણાય. જાણીએ તો કાંઈ ઉ-પાય પણ કરીએ.

મદન—મારો રોગ એવો છે કે કોઈથી ઉપાય થાય એ-વો નથી.

ભાભી—કહો ત્યારે જણાય કે તમને શો રોગ છે.

મદન—તમે છેક અધીરાં થાઓ છોતો કહું છું કે વાંઢા-પણાનું મોટું દુઃખ મારા અંતઃકરણમાં ભરાયું છે. તે કોઈથીએ મટે એમ નથી !

ભાભી—ઓહો, એમાં તે શું ! પરણેલાને એક અને કુ-વારાને અનેક. મોટામાં મોટું દરદ કહેતા હતા તે આજ કે ? !

મદન—હા એજ, એ દુઃખ કાંઈ નહાનું સુનું નથી !

ભાભી—ધીરજ પકડો, એનો પણ ઉપાય થશે. (પરભુદા-શને આવતો જોઈને) આ લો તમારા ભાઈ આવ્યા.

પરભુદાશ ઘરમાં આવ્યા ત્યારે સાંઝ પડી હતી. દીવા બત્તી કરીને વાળુ પાણી કીધાં પછી ત્રણે જણાઓ સુઈ ગયાં. સહવાર થયા પછી હમેશની માફક સઘળી ક્રી-યા કરી, જમી કરીને પરભુદાશ પાછા પોતાને રોજગારે ગયા. તેની ધણીઆણી સઘળાં કામથી ફરાગત થઈ પાછી મદનલાલ પાસે આવીને બેઠી અને પ્યારના વચનોથી

વાતચીત કરવા લાગી. મધનલાલની પેહેલાં ભાભીનું મન તો બગડ્યુંજ હતું, પણ બીના વાંસળુ પાસે અગની આવીને બેઠાથી મધનલાલના મનમાં પણ ખરાબ વીકારે પ્રવેશ કીધો. તે પણ હવે મોહો મલકાવીને પ્યારથી બોલવા લાગ્યો. કેહેવાનોજ માત્ર દીએર, પણ સગા દીએરની ઉપર જેટલો પ્યાર રાખવો જોઇએ તે કરતાં જાદે—એટલે હદ બહારનો પ્યાર તે બાઈ મધનલાલ ઉપર બતાવવા લાગી. મધનલાલનું સઘળું દરદ હવે તો નરમ પડવા લાગ્યું અને અત્યંત ખુશીમાં જણાવા લાગ્યો; ભાભીએ જાણ્યું કે દીએરજીનું મન ધીમે ધીમે મારા સ્વાધીનમાં આવતું જાય છે. પછી તો તે વધારે ને વધારે વહાલ બતાવવા લાગી. હવે ખરાબીનું બી રોપાયું.

**મધનલાલ**—ભાભી, હું હવે વાંઢાપણાના દુખથી જાણે મુક્ત થયો હોઉં એમ મને લાગેછે! અને તેમ થવાનું કારણ બીજું કાંઈજ નથી પણ માત્ર તમારૂં હેતજ છે.

**ભાભી**—હું કાંઈ ઉપર ઉપરનું હેત કરતી નથી પણ મારા અંતઃકરણથીજ નીકળી આવ્યું છે તેજ તમારીપર વાપરૂં છું. હું હવે તમારા ભાઈની ઝાઝી દરકાર કરતી નથી, કારણકે તેનાથી મારૂં વાંહાંજીઆ મેહેણું ટળવાનું નથી.

**મધનલાલ**—ભાભી, તમારા મનની વાત પાઈ ગયો છું,

પણ જો આપણુ બેની વચેના પ્યારની વાત મારા મીત્ર પરભુદાશ જાણશે તો તેના મનમાં ઘણોજ ક્રીનો ભરાઇ આવશે અને અમારા બેની વચે ફુટ પડશે.

ભાભી—એ વાત ખરી છે, પણ તેનો ઉપાય પણ મારા હાથમાંજ છે, હાલ તો સબુર રાખો. તમે જાણતા નથી કે સ્ત્રીચરીત્ર ભલ ભલાને ઠગે છે? અમે બાયડીઓ એવી પોહોંચેલીઓ છીએ કે ભલભલાને પેચમાં લાવી નાંખીએ.

મધનલાલ—એ વાતમાં કાંઇજ શક નથી. પ્રથમ તો હુંજ તમારાં પ્યારમાં લપટાવા લાગ્યો છું, તે હવે પછી કોણ જાણે કેટલાએ લોથપોથ કરી નાંખશો!

ભાભી—હવે ચુપ રેહો, તમારા ભાઇ આવ્યા. હું દીવા બત્તી કરવા જાઉંછું. તમે માંદાને વેશેજ સુઇ રેહો. (તે જાયછે. મધનલાલ સોડ વાળીને સુઇ જાયછે. પરભુદાશ આવેછે.)

હંમેશની માફક એ રાત ગુજર્યા પછી બીજે દીને ધારા પ્રમાણે પરભુદાશ પોતાના રોજગારે ગયો. મધનલાલ અને પરભુદાશની ધણીઆણી પણ એટલીજ રાહા જોતાં હતાં કે તે ઘરમાંથી ક્યારે ઓચાવે. પોતાનો અંતઃકરણનો મીત્ર તો ખરો, પણ કામે બ્યાકુળ થયાથી મધનલાલને તે અકારો લાગવા માંડયો. પરભુદાશની ધણી-

આણી તો ઘણીજ નાલાયક હતી એટલે તે તો પોતાના ભ-રથારપર મુદલ પ્રીતી રાખતીજ નહોતી, પણ હવે તો મધ-નલાલ સાથે પ્યાર બંધાયાથી તે પોતાના સ્વામીની કશી દરકાર રાખતી નહીં. પરભુદાશ બહાર ગયો કે તેની ધણી-આણી ઘરકામ જેવું તેવું કરી મધનલાલની પાસે આવી ને બેઠી. હવે તેઓ વચે ઘણી ધણીઆણીના સરખુંજ હેત બંધાયું. કુકરમે તે બંનેનૈ હાથ કરી લીધાં અને હવે તે પાપમાં તદન બુડયાં ! હવે તેમને બંનેને એમ વીચાર આવ્યો કે પરભુદાશનો ત્યાગ કરીને આપણે કેયે નીકળી જવું, પણ પરભુદાશની ધણીઆણી ઘણીજ બંદી હતી તેથી તેણીએ એવો વીચાર બતાવ્યો કે આપણે એ-નો સંઘ છોડીને તો જવુંજ નહીં, કારણ કે એથી લો-કોમાં ભારે અપકીરતી થશે અને તેઓમાં મોહોડું બતા-વાશે નહીં, માટે તમે એમ કહો કે હું માદો પડયો હતો તેથી મેં સેતબંધ રામેશ્વરની જાત્રા જવાની બાધા લીધી છે માટે મારી સાથે તમો બંને ધણી ધણીઆણી પણ આ લો. એમ કહી સાથે લો પછી મારગમાં સમાધાન કરી-શું. આ ગોઠવણ મધનલાલને પણ ઠીક લાગી. સાંહાંજ પડતાં જારે પરભુદાશ ઘેર આવ્યો અને ત્રણે જણાઓ સા-થે જમવા બેઠાં ત્યારે મધનલાલે જાત્રા જવાની વાત ક-હાડી અને પરભુદાશે પ્રથમ તો આનાકાની કરી, પણ પો-તાનું હેત મધનલાલ ઉપર અત્યંત છે તેથી આખરે તેણે

સાથે જવાની હા કહી. પછી એક બે દીવસમાં ઘરનો બં-દોબસ્ત કરી ત્રણે જણાએ જાત્રા જવા સારૂ નીકળ્યાં.

દશ મજલ ગયા પછી પરભુદાશની સ્ત્રીએ રાતની વખતે દુધમાં સોમલ નાંખીને પાયો અને પછી જયારે પ-રભુદાશના નાડી પ્રાણ ખેંચાવા લાગ્યાં ત્યારે એકદમ રડી ઉઠી કે મારા ધણીને સાપે કરડયો. જયાં મુકામ કીધો હ-તો તે ધરમશાળા હતી અને એક નાહાના ગામને પાદરે હતી તેથી કાંઈ ઘણી હોહા થઈ નહીં. ધરમશાળામાંના ઉતારૂઓએ પરભુદાશની સ્ત્રીને સમજાવી કે સાપ કરડયાની વાત છુપાવીને કોલારા થયો છે એમ કહે નહીં તો સરકાર તારા ધણીના મુડદાને ચુંથશે. એથી તે ચંડાળ ઓરતે તે મ કેહેવા માંડયું. આણીગમ પરભુદાશના રામ રમી ગયા! તેની લાસને સઘળા મુશાફરોએ મળીને અવલ મજલ પોહોંચાડી. પછી તો વચમાંથીજ પરભુદાશની સ્ત્રી અને મઘનલાલ પાછાં ફર્યાં. ઘેર આવી કાણ માંડી અને જે પુ-છતાં તેને તે સ્ત્રી તથા મઘનલાલ એમજ કહેતાં કે પર-ભુદાશને કોલારા (અપોક) નો રોગ લાગવાથી તેનું મર-ણ થઇ ગયું. એમ કહી છાતી ફાટ રડવાનો જેમ બને તેમ ઢોંગ કરતાં હતાં. એ સમાચારથી ગામના તમામ લો-કો ભારે દલગીર થયા, કેમકે પરભુદાશના જેવો ભલો અને માયાળુ બીજો ભાગ્યેજ મળી આવે.

પરભુદાશના દીવસ પાણી પાછળ મોટો ખરચ કરીને

તેની સ્ત્રી અને મીત્રે ઉપરથી બારે હેત જણાવ્યું, પણ અંતઃકરણમાં તો તેઓને અત્યંત આનંદ વરતતો હતો. કારણ કે પરભુદાશને મારી નાંખવાનો ઠરાવ તેઓએ આ-ગળથીજ કરી રાખ્યો હતો. હવે તેઓ નીરભય થકી પોતપોતાને ઘેર રેહેવા લાગ્યાં. તેઓ ભેગાં તો રહયાંજ નૈહી, કારણ કે લોકોમાં અપકીરતી થાય. થોડા દહાડા લગી એમનું એમજ નીભાવ્યું, પણ અહોનીશ ભેગાં રેહેવાનો લોભ બેઉના અંતઃકરણમાં ગુસ્યો, અને તેથી તેઓએ એવો વીચાર કીધો કે આપણું સરવસ્વ લઈને આપણે અંગરેજી રાજ્યની હદપાર કોઈ મુલકમાં જઈ વસવું, અને ધણીધણીઆણીના સંબંધથી રેહેવું. પછી તેઓએ ધન માલ સઘળું લીધું અને પ્રભાતમાં નીકળી ગયાં. પણ પાછળ કોઈ સગાં સંબંધી દોડ કરે નહીં માટે પરભુદાશની ધણીઆણીએ ખુણો મુકવા સારૂ જાત્રા જાઉં છુ એમ લોકોને જણાવ્યું હતું. મધનલાલે પણ એમજ વાત ચલાવી હતી.

તેઓ આશરે ૨૦૦ કોસ પરરાજ્યમાં નીકળી ગયાં અને ધણીધણીઆણીના સંબંધથી ભેગાં રેહેવા લાગાં. કોઈ પુછતું તો તેમને નામ ઠામ ખોટાંજ કેહેતાં. બાર માસ પુરા થયા નહીં એટલામાં તે બાઈને પેટે એક છોકરો જન્મ્યો. તે ઘણો રૂપવાન અને ચંચળ જણાયો. આ પુત્રની ગમતમાં આ પાપી જોડાંએ રાત દીવસ ગાળવા માં-

ડયાં. પણ પાછળથી શા હાલ થાય છે તે જોજો.

છોકરો રૂપાળો તો ખરો પણ તેનાં કમનશીબ તેથી પાપી માબાપને નશીબે તે જીવ્યો નહીં; સહીઆડ આળસથી તે એકાએક મરણ પામ્યો. હવે તો મદનલાલ અને તેની ગરીબડી ધણીઆણી એકલવાયાં થયાં. ધંધા રોજગાર તો કાંઇજ કરતાં નહીં અને પાસેની પુંજી સઘળી બેહાન બેહાન કરવા માંડી. થોડીજ મુદતમાં તમામ ભંડોળ ખરચી નાંખ્યો અને ભુખે મરવા લાગ્યાં. મદનલાલને શીર બંનેનું ગુજરાન ચલાવવાનું કામ આવી પડ્યું, પણ પાસે પૈસો રહ્યો નહીં તેથી કાંઇ પણ રોજગાર તે કરી શક્યો નહીં. કોઇ નોકરી ચાકરી પણ આપે નહીં, કેમકે તે પરદેશી. એટલે તેનો ભરોશો પડતો નહીં. એ રીતે ચોતરફથી તે ઘેરાઇ ગયો ત્યારે હવે બીજું પાપ કરવાની તેને મતી સુઝી. તે તો ચોરોની ટોળીમાં સામેલ થયો. એક વખત ચોરી કરીને લાવે તે વડે ચાલે તેટલા દિવસ રોટલા ખાય અને તે ખરચાઇ રહે કે વળી ફરીથી ચોરીનું કર્મ કરીને પૈસા લાવે. તેનો પાપનો ઘડો ઉભરાયો નહીં તેથી તે પકડાયો તો નહીં પણ તેના પાપી કરમે તો તેને ખચીત ઘેર્યો.

એક દિવસ એવું બન્યું કે તે અને તેના સાથીઓ રાજાનો ખજાનો ફાડીને પુષ્કળ દ્રવ્ય લાવ્યા અને માંહેમાંહી વેહેંચી લીધું. તે ચોરી એટલી મોટી કીધી હતી

મદનલાલને હીસ્સે બરોબર પાંચ લાખનું રોકડ અને ઝવેરાત આવ્યું. તે સઘળું ઘેર લાવ્યો અને પોતાની સ્ત્રી-ને સોંપ્યું. રાતરે વાળુ કરીને સુતા પછી સ્ત્રીનું મન બગડ્યું. તેણીએ વિચાર કીધો કે રાજાનુંજ ઘર માર્યું છે અને જો પકડાશે તો એ પણ માર્યો જશે, અને દ્રવ્ય પણ જશે. પછી હું રવડી મરીશ, મારો વાલી કોઇજ રે-હેશે નહીં, માટે હવે તો ચેતીને ચાલવું જોઈએ. પછી તે લાગલી ઉઠી અને પાણી ભરવાનું દોરડું લીધું. તેનો ગાળો ધીમે રહીને મદનલાલના ગળામાં ઘાલ્યો અને ગ-ળે ફાંસો દીધો. પણ ઓરત જાત, તેથી ફાંસો સજ્જડ આ-વ્યો નહીં તેથી મદનલાલ હાથ પગ પછાડવા લાગ્યો. આ-થી તેની સ્ત્રી ગભરાઇ કે રખેને પાડપડોશી જાણે. પછી તેણે દોરડું હાથમાં લઇને મદનલાલને મુવેલા કુતરાની માફક આમથી તેમ ઘસડ્યો. એટલું કીધાં છતાં પણ તે પા-પી મરદનો જીવ ગયો નહીં, ત્યારે તે ઓરત વધારે ગભ-રાટમાં પડી. પછી તો તે ચુલામાંથી ભારો ભરીને વરતેવ લાવી અને મદનલાલના મોંહપર નાંખ્યો ! એથી તે તુરતજ મરણ પામ્યો. તેની લાસને દાદરેથી સેરવી મુકીને નીચે જમીનમાં રાતમાંને રાતમાં દાટી ઘાલી. પછી તમામ જરી-આન વગેરે બાંધ્યું અને પરોઢ્યું થતાંજ એક ગાડું ભાડે કરી લાવી અને ગામ બહાર નીકળી ગઇ. તેનો વિચાર તે-ના પીએરને ગામ જવાનો હતો.

આશરે સાત આઠ કોશ ગયા પછી મધ્યાન તેથી તેઓ ભાથું ખાવા બેઠાં. ગાડીવાળાની જાણમાં આવ્યું કે આ બાઇ પાસે ભારે કીમતનું જવાહીર છે તેથી તેની દાનત પણ બગડી અને તે બાઇને ઠાર કરવાનો મનસૂબો કીધો. તે તેને મારી નાંખવાના વિચારમાં પડયો પણ કેમ કરવું તે સુઝે નહીં. એટલામાં પેલી ઓરત કુવે પાણી ભરવા ગઇ. આ વેળા ત્યાં કોઇ માણસનું જણ્યું હતું નહી તેથી પાણી પીવાને મસે ગાડાવાળો પણ કુવા પાસે ગયો અને પેલી ઓરત જેવી વાંકી વળીને કુવામાંથી પાણી કહાડવા જાય છે તેવોજ ગાડાવાળાએ હડસેલો માર્યો. પણ કરમ સંજોગે જેવી તે બાઇ કુવામાં પડે છે, તેવી તેની પાણી ભરવાની દોરડી પેલા ગાડાવાળાના પગમાં અટવાઇ અને તેના આચકાથી તે પણ કુવામાં પડયો. કુવામાં પાણી એટલાં હતાં કે તુરતજ તે બંનો ચંડાળો તેમાં બુડી મુઆં.

આણીગમ સહવાર થતાંજ રાજાને ખબર પડી કે મારા ખજાનામાંથી જેવર ચોરાયું છે તેથી તેણે ચારે દિશાઓ તરફ સવારો દોડાવ્યા. ચાર સવારો આ રસ્તે આવ્યા અને તેમણે ગાડું છોડેલું જોયું. આજુબાજુ નજર કરતાં કોઇ માણસ જણાયું નહીં તોપણ તેમણે પેલા ગાડામાં તપાસ કરી તો તમામ જેવર હાથ લાગ્યું. પછી તેઓએ ગાડું જોડયું અને હાપેજ હાંકીને ગામમાં અને રાજા આગળ રજુ કીધું. જેવરના ચોરનારા-